II વંદે જિનવરમ્/19-5-1923

19 શ્રી સવિતાબ્હેન—

Reg. No. 193

# લગ્ન ગીતાવલી

સંગ્રહ કર્તા—

જૈન મહિલારત્ન શ્રીમતી

મગન બ્હેન—મુંબઇ.



પ્રકાશક—

ગુલાબચંદ લાલચંદ પરવા—સુરત



સવિતાબ્હેનના લગન પ્રસંગે

ભેટ.

વીર સં. ૨૪૪૯] [ઇ.સ. ૧૯૨૩

18

वंदे जिनवरम् ।

# સવિતાબ્હેન-

# લગ્ન ગીતાવળી.

## (૧) મૂહુર્તનું ગીત.

જીરે આજ મેં તો ચોળા પરવત નોતર્યા
ચોળા તમે છો મારે વડીઓ મેલવા જોગ,
મારે સાજન મેળવવા જો મળ્યા.
જીરે આજ મેં તો મગરે મનોરા નોતર્યા
મગ તમે છો મારે લાડકા લાડુ કરવા જોગ,
મારે સાજન મેળવવા જો મળ્યા.
જીરે આજ મેં તો અડદ ઇંડડીઆ નોતર્યા
અડદ તમે છો મારે પાપડ કરવા જોગ, મારે સાજન-
જીરે આજ મેં તો ચણારે ચીતરીયા નોતર્યા
ચણા તમે છો મારે કળીઓ પાડવા જોગ, મારે સાજન-

## (૨) ગીત.

એની તીરે ગંગારે પેલી તીરે જમનારે,
વચમાં તે સરસ્વતી નદી વહે છે.
સોનાની ગેડીરે રૂપલા દડુલોરે,
રામચંદ્ર રમવાને સંચરીયાં,
સોના ઉધરણીરે રૂપાનું બેડુંરે.
સીતાવેલ પાનીડા, સંચરીયાં,
રાસડી ન પોંચેરે ગડુલો ન ડુબેરે.
કુવા કાંઠેરે વાહણ વહી ગયા,
કોણ છેરે કોણ છેરે કોણ રાયનો બેટડો.
કોણ તારૂં નામરે, કઈરે નગરીનો રાણો રાજીએ
હું છું રે હું છુંરે દશરથનો બેટોરે.
રામચંદ્ર નામરે અધ્યોધ્યા નગરીનો રાણો રાજીઓરે
કોણ છે રે કોણ છે રે કોણ રાયની બેટીરે.
કોણ તારૂં નામરે પરણી કે બાળ કુમારીરે.
હું છું રે હું છું રે જનરખની બેટીરે.
સીતાવેલ નામરે હજીએ છું બાલ કુંમારડી,
આલુડા વાંસડરે લીલુડા કલશરે.
ચોરી ચીત્રાવો ચાંપાનેરની
જીઆવરને નવી વહુ બે માયરામાં બેઠારે,
માયરૂં દીશેરે રવા લાજતું.

કુડ કપટરાયે કાંકરો ફેંકીઓરે,
બેડું ન ફુટે સવા લાખનું.
જીઆવર તે મનમાં લોભીઆ માહાજગ જીત્યારે
બહુ જશ લીધારે.
કન્યા પાંમીઆરે કાચ પુતલી,
નવી વહુ તે મનમાં બોલીઆ મહાજગ જીત્યારે
બહુ તપ કીધારે.
વર પામીઆરે સવા લાખના.

---

## (૩) વધાવો.

પહેલો વધાવો મારે આવીઓ, જઇ રહ્યો લંકા ગડને છેડે, વધાવો મારે આવીયો; લંકા ગડમાં સોનારે અતી ઘણા કંઠીઓ...ભાઇની કોટે વધાવો મારે આવીયો વહુરે.... વહુરાણી વીનવું તમારાને મોટા રાણી ભાયગરે વધાવોરે મારે આવીયો, મોટા ભાયેગરે અમારી સાસુના જેણે જાયા કંઠી વાલા રાયરે. વધાવો મારે આવીયો; બીજો વધાવો મારે આવીયો જઇ રહ્યો અડમજગઢને છેડે વધાવો મારે આવીયો; અડમજગઢમાં હીરારે અતી ઘણા, વીંટીઓ....ભાઇને હાથ વધાવો મારે આવીયો. વહુરે....વહુરાણી વીનવું તમારા ને મોટા રાણી ભાયેગ વધાવો મારે આવીયો, મોટા ભાયેગરે અમારી સાસુના જેણે જાયા વીંટીવાળા રાયરે. વધાવો મારે આવીયો.

---

(૪)

ફુલનો વીજણો તે રાજાજીને શીર ચઢે,

ભાઇ ઘોડે ભાઇ અસવારે ભાઇ દીલ્લીના દીવાનરે—પુલનો.
વહુ ઓરડેને વહુ પરસાલે વહુને ઉંચા નીચા મહેલરે—પુલનો.
બેન ચંપો ને બેન મોગરો બેન વાડીમાંયની વેલરે—પુલનો.

---

(૫)

સોના રૂપાનીરે પાલખી જઇ રહી રાજાજીને મહોલે, રાણીજી રઢ લઇ રહ્યા, પીળી સુજને પાલખડી ઘડાવો, બેઠકે આવે નીંદ્રડી. ચોકમાં ચાંપલીયો રોપાવો સોરંબે આવે નીંદ્રડી. પરસાલે નાગર વેલ રોપાવો સોરંબે આવે નીંદ્રડી. માંહવે પુતલીયો મેલાવો ગમ્મતે આવે નીંદ્રડી, સોડમાં બેન સુવાડો વાતડીએ આવે નીંદ્રડી.

---

(૬)

લીલીસી ઘોડીરે ભાઇને લીલા ગજનો વાઘોરે ઘોલડીએ ચઢંતારે, ભાઇના વીરાઓ વખાણેરે; સુરજ સરીખા તેજ વરનાં ચંદ્રમા સરીખા નીરમળા પીળીસી ઘોડીરે, ભાઇને પીળા ગજનો વાઘોરે, ઘોડલીએ ચઢંતારે ભાઇના કાકાઓ વખાણેરે, સુરજ સરીખા તેજ વરના ચંદ્રમા સરીખા નીરમળા.

---

## (૭) પ્રભાતીઉ.

માલેણુડીરે જેસી ચતુર સુજાણુ-ગુથંતીરે કાચી કળીઓના હાર;
લઈ આવતીરે ગોરા-ભાઇ દરબાર-ગોરા-ભાઇરે તે તો મર્દન
કરવા બેઠા.
ત્રાંબાં કુંડીરે વહુ-વહુને હાથ-માલેણુડીરે. ॥ ૩ ॥
લઇ આવતીરે ગોરા-ભાઇ દરબાર-ગોરા-ભાઇરે તે તો ભોજન
કરવા બેઠા.
રસોઇઓરે વહુ-વહુને હાથ-માલેણુડીરે. ॥ ૨ ॥
બાકી આ પ્રમાણે વારાફરતી કડીઓ બોલવી.

---

## (૮) પ્રભાતીઉ.

કોઇએ મહાવીર સ્વામી રમતેલા દીઠા રે;
જઇ પુલવાડીમાં પેઠારે-મોગરલોને મરડી લીધો રે.
ચાંપલીયો તે ચુંટીને સુંઘ્યો રે-સીંગોડાને છોલીને ખાધા રે,
એટલે આવ્યા તે માલણ બાઇ રે-ન ધાઈશ માલણુ બાઇ રે,
મારી સાથે નંદીષેણુ ભાઇરે-તમારે ગજવે તો ઘાલું સોપારી રે;
તમે જીનશાસનના વેપારી રે-તમારે ગજવે તે ઘાલું ખારેક રે.
તમે જીનશાસનના પારેખ રે-તમારે ગજવે તે ઘાલું દાળીચા રે;
તમે જીનશાસનના નીશાળીઆ રે.
એ પ્રમાણે વારાફરતી કડીઓ બોલવી.

## (૯) પ્રભાતીઉં.

સુરજ ઉગ્યો રે દેવરીઆની ફનસે કે વહાણેલા ભલે વાયા રે
જઈ જગાડો રે નાભીરાયના પુત્ર કે વહાણેલા ભલે વાયા રે
દાતણ કરજો રે દહેરાસરની ટુંકે કે વહાણેલા ભલે વાયા રે
મુખ લુછજો રે પામરીઓને છેડે કે વહાણેલા ભલે વાયા રે
જાજો જાજોરે દેહેરાસરમાંય કે વહાણેલા ભલે વાયા રે
ભરજો ભરજોરે ચોખાની મુઠ કે વહાણેલા ભલે વાયા રે
લેજો લેજોરે અરિહંતના નામ કે વહાણેલા ભલે વાયા રે

॥ એ પ્રમાણે વારા ફરતી કડીઓ બોલવી

---

## (૧૦) કન્યાને સાસરે વળાવતી વખતનું

વેવઇ તમારો માંડવડો સંભાળો કે તમારી દીકરી કયાં ગઇરે
આવ્યા હતા......ગામના શેઠ કે લાખેણી લાડી લઇ ગયારે

॥ એ પ્રમાણે વારા ફરતી કડીઓ બોલવી.

---

## (૧૧) પ્રભાતીઉ

કાશી દેશે રે રાજા ચતુરશુજાણ, ગીરનારે ઘોડીરે ઉછલે;
શું તારીરે રાજા ચતુરશુજાણ, ઘડજે પારશનાથના પારણા;
ઘડજે ઘડજેરે રૂડા હંશને મોર, ચારે પાયેરે ચાર પુતલી;
પારણે પોઢશેરે મારા પારશનાથ સુજાણ બેનડ કરેરે ઓવારણા;
ઘણું જીવોરે માડી જાયલા પુત્ર, વંશ વધારો આપના બાપના

## (૧૨) પ્રભાતીઉ

દેહેરાસરે મભલક્રો હંશ તે કોને હંશ ઉડાડીયોરે
આશા રૂડા રીખવદેવની માતા તો તેને હંશ ઉડાડીયોરે
કહોરે હન્સલા કેમ જઇએ પરદેશ તો કેમ કરી જળ ઝીલીઓરે
આગઆહીએ જઇએ પરદેશ આગમોટે જલ ઝીલીએરે
કહોરે હન્શલા કયો તમારો દેશ તો કઇરે તમારી સ્થાપનારે
ધુળેવ હમારલો દેશ કેસરીયા અમારી સ્થાપનારે

---

## (૧૩) વસંત ગોરશ વખતનું

મારો લટકાયો વિંછુડારે કે ઘરમાં નિત્ય ફરે;
પેલી વેવણુને કરડયોરે, રાડ પછાડ કરે.
વિંછી આંકડા જેવીરે, કે નાર દિસે વસમી;
મુકી આંકડો હેઠોરે, કે ચાલીએ સૌને નમી.
વેહેર ઝેહેર ન કરીએરે, સરળ સ્વભાવ કરી;
શોક્યને શોકય બાળક રે, પાળીએ રાગ ધરી.
હઠીલાઇ ન કરીએરે, સ્વામિથી સેહેજ મીશે;
હળી મળીને રહીએરે, સ્વજન સંબંધ વિશે.

---

## (૧૪) વસંત ગોરસ વખતનું

ઘરડા ઘરડા કાઢી મેલો, એવા બોલ ન બોલોરે;
ઘરડાની બુદ્ધિ બહુ સારી, જવાનની નહીં ચાલેરે.

કુળવંતી ગોરી નહીં બોલે, તજી પીંજારા તોલેરે;
દિકરી દેઇને કરી સગાઇ, કીધો બાઈ જમાઇરે.
ગાળો દેઇએ જો દુઃખદાઇ, લોક કહે કુલટાઇરે;
મુખડું લાજે અંતર દાઝે, નીચ ન ગાઇએ ગીતરે,
પેટ ચોળિને પીડા કરીએ, નહીં ચતુરાઇની રીતરે;
કન્યાશાળા જૈન ધર્મની, આપે છે ઉપદેશરે;
સત્ય શિયળ નીતિને પાળો, ટાળો કજીઓ કલેશરે.

---

## (૧૫) વસંત ગોરસ વખતનું.

પીળીરે ચણાની દાળ, બેહેનીરે સંસારમાં;
કુમકુમનું કરી તિલક ભાળ. બેહેનીરે૦
રાતી રે સાડી નવરંગ. બેહેનીરે૦
સત્ય શિયળ સજીએ શુભ અંગ. બેહેનીરે૦
લીલી અતલશની બાંહ્ય. બેહેનીરે૦
પેહેરીરે સોહાગણ ગાય. બેહેનીરે૦
કાળી રે કાજળની રેખ, બેહેનીરે૦
આજ રે આંખલડી દેખ, બેહેનીરે૦
ધોળી રે કીર્તિ જગ રાખ. બેહેનીરે૦
ભોળી રે ભુંડુ નવિ ભાખ. બેહેનીરે૦
કુડા રે નવિ બોલીએ બોલ. બેહેનીરે૦
લાજેરે મુખ જાએ તોલ. બેહેનીરે૦

## (૧૬) વસંત ગોરસ વખતનું.

કાચી કેરીનો વેવણ છુંદોરે ભાવે,
શાણી સલુણી ભુંડાં ગાણાં ન ગાવે;
કુલટા નઠારી ફટાણા ગાવે,
માત પિતા કુળ જાત લજાવે;
નીચ અધમને માટી બનાવે,
નખરાં કરી નિજ નયણાં નચાવે;
સદાચાર સદગુણ નવ પાળે,
ભુંડું ભાખી મુખડું બાળે;
એવી નઠારીનો સંગ નિવારો,
બેહેની તજીએ દુષ્ટ લવારો;

---

## (૧૭) વસંત ગોરસ વખતનું.

ખડરે ખંભાતથી ખડખુચુ આવ્યું, હાંરે હોલા.
એ રે ખડખુચું વેવાણને ભાવ્યું. હાંરે૦
હોલો ઉંચે ટેંબે બોલે. હાંરે૦
ભુંડું ભાંખે તે તરણાને તોલે. હાંરે૦
હોલો કરતો ડાક ડમાળા. હાંરે૦
પર નરથી કરીએ નહીં ચાળા. હાંરે૦

હોલો બોલે ખરબડ ગોઢા. હાંરે૦
કજીયો કરી દેખાઇએ ખોટા. હાંરે૦
હોલો તો પંખીની જાતી. હાંરે૦
નારિ નઠારી નથી શરમાતી. હાંરે૦

---

(૧૮)

ઉંચે ટેંબે ઓરડી, પારેવા લ્યો.
તેનાં મીઠાં બોર, ઝરમર જેર પારેવા લ્યો
સદ્ગુણને સંભાળીએ, પારેવા૦
તજીએ શોર બકોર, ઝરમર જેર, પારેવા૦
તજીએ કજીયો કલેષ, પારેવા૦
સજીએ શિયળ શ્રીકાર, ઝરમર જેર, પારેવા૦
કુળાચારને પાળીએ, પારેવા૦
રાખો મન અવિકાર, ઝરમર જેર. પારેવા૦
ઉત્તમ કુળમાં અવતરી પારેવા૦
ગાઇએ ગીત રસાળ, ઝરમર જેર પારેવા૦

---

(૧૯) વસંત ગોરસ વખતનું.

એક ટકાનાં પાન મંગાવોરે,
તે પાનની બીડીયો બનાવોરે;

પાન બીડાં સાજનમાં વેંહેંચોરે,
નરરાજાને તંબોળે સેંચોરે.
બેહેની મંગળમળા બોલોરે,
નીતિ શાસ્ત્રથી અંતર ખોલોરે;
જૈનશાળાની બાળા વધાવોરે,
એની ભણી ફુટાણું ન ગાવોરે.

---

## (૨૦) માંહવામાં રાત્રે ગાવાનું ગીત.

પહેલો વધાવો મારે આવીયો, જોશીડા બોલે બોલ
(વલણ) જોશીડા મુરત લઇ વ્હેલો આવ, વધાવો મારે મન વસ્યો
વધાવો મારી અંગુઠીકે મૂલ, ચંબેલીકે ફુલ, ગુલાબીકે હાર-વ.
બીજો વધાવો મારે આવીયો, ગાંધીડા બોલે બોલ
(વલણ) ગાંધીડા શીફૂળ લઇ વ્હેલો આવ, વધાવો મારે મન વસ્યો
વધાવો મારી અંગુઠી કે–
ત્રીજો વધાવો મારે આવીયો, સરૈયા બોલે બોલ
,, સરૈયા કંકુ લઈ વ્હેલો આવ, વધાવો મારે મન વસ્યો
વધાવો મારી–
ચોથો વધાવો મારે આવીયો, માળીડા બોલે બોલ
,, માળીડા ચોસેર લઇ વ્હેલો આવ, વધાવો મારે મન વસ્યો
વધાવો મારી–

---

## (૨૧) માંડવામાં રાત્રે ગાવાનું.

ભમરા પ્હેલો વધાવો મારે આવીયો,
મેં તો મોકલ્યો મારા દાદાને દરબારરે,

વાડીના ભમરા, દ્રાક્ષો મીઠીરે ચાંપાનેરની.
મારી દાદીએ ઉઠીને તે વધાવીયો,

દાદા ધરજો પાલવડાના છેડારે—વાડીના
ભમરા બીજો વધાવો મારે આવીયો

મેં તો મોકલ્યો મારા બાપાના દરબારરે-વાડીના-
મારી માંડીયે તે ઉઠીને વધાવીયો

બાપા ધરજો પાલવરાયના છેડારે-વાડીના-
ભમરા ત્રગણો વધાવો મારે આવીયો

મેં તો મોકલ્યો મારા કાકાને દરબારરે-વાડીના-
મારી કાકીએ તે ઉઠીને વધાવીયો

કાકા ધરજો પાલવરાયના છેડારે-વાડાના-
ભમરા ચોથો વધાવો મારે આવીયો

મેં તો મોકલ્યો મારા વીરાને દરબારરે-વાડીના-
મારી ભાભીએ તે ઉઠીને વધાવીયો
વીરા ધરજો પાલવડાના છેડારે-વાડીના-

---

## (૨૨) માંડવામાં રાત્રે ગાવાનું.

આમલી થડે થોડીને ડાળે અતી ઘણી
આમલી આવેલી લુંબેને ઝુંમેરે લાલેસર આમલી
લાલ રંગ્યારે વરના મોળીયાં.
(આ ઠેકાણે કન્યાવાળા ગાય તો "કન્યાચુડલો" એમ બોલવું.)
આમલી વીનાના ઘર કેમ જાણીએ
આમલી રંગારા બેઠા ઘરને બ્હારરે, લાલેસર આમલી.
આમલી વીવાના ઘર એમ જાણીએ
આમલી થડે થોડીને ડાળે અતી ઘણી
આમલી આવેલી લુંબે ને ઝુંબેરે, લાલેસર આમલી.
આમલી વીવાના ઘર કેમ જાણીએ
આમલી ચીતારા બેઠા ઘરને બ્હારરે, લાલેસર આમલી.
આમલી થડે થોડી ને ડાળે અતી ઘણી
આમલી આવેલી લુંબેને ઝુંબેરે, લાલેસર આમલી.
આમલી વીવાના ઘર કેમ જાણીએ
આમલી સોનીડા બેઠા ઘરને બ્હારરે, લાલેસર આમલી.
આમલી થડે થોડી ને ડાળે અતી ઘણી
આમલી આવેલી લુંબે ને ઝુંબેરે, લાલેસર આમલી.
આમલી વીવાના ઘર કેમ જાણીએ
આમલી દરજીડા બેઠા ઘરને બ્હારરે, લાલેસર આમલી.

## (૨૩) અદરાજાની જાન.

સરસત માતને વીનવું ગૌતમ લાગવું પાયરે,
સોના ગેડી દડુલોને રૂપલા અદરાજા રમવા જાયરે
સોનુ બોડું રૂપલા ઉધાણી સીતાવેલ પાણીડા જાયરે
પાણી ભરીને સીતાવેલ ઉભા રહ્યા—અદરાજા પુછે છે વાતરે
કોની બેટી ને કોની લાડકી—પરણી કે બાલ કુંવારીરે
નથી પરણી ને નથી આદરી, હજુએ છઉં બાળ કુવારીરે
પાણી ભરીને સીતાવેલ ઘેર ગયા—માડીઓ પુછે છે વાતરે
કોને માર્યા ને કોને દુભવ્યા—કોને તમને દીધેલી ગાળરે
નથી માર્યા ને નથી દુભવ્યા—નથી અમને દીધેલી ગાળરે
અજોધ્યા નગરીના રાણા રાજીઆ—તેણે મારા છેડલા સાહયારે
ઉઠો મારી સીતાવેલના બંધવા—જાવ અદરાજાને ઘેરરે
પેહેલીને પોળમા પેસતાં—મલીરે કુમારીકા ચારરે
ચારેના હાથમાં કંકાવતી—દેવ દેહેરા પુજવાને જાયરે
બીજીને પોળમાં પેસતાં—મલીરે સોવાસણો ચારરે
ચારેના હાથમાં બેડલા—પાણીડા ભરવાને જાયરે
અગણીને પોળમાં પેસંતા—મલ્યારે માલીડાઓ ચારરે
ચારેના હાથમાં પુલડા-ચોસેરા આપીને જાયરે
ચોથીને પોળમાં પેસંતા—મલ્યા ગાંધીડાઓ ચારરે
ચારેના હાથમાં શ્રીફળ—નાળીએર આપીને જાયરે
પાંચમીને પોળમાં પેસંતા—મલ્યારે નીસાલીઆ ચારરે

ચારેના હાથમાં ચોપડી—નીશાળે ભણવાને જાયરે
છઠ્ઠીને પોળમાં પેસંતાં—મલ્યારે જોસીડાઓ ચારરે
ચારેના હાથમાં ઝોલીઓ—મુરત આપીને જાયરે
સાતમીને પોળમાં પેસતાં—અદરાજા બેઠેલા હોયરે
ઉઠો મારા અદરાજા ઓલીયા—પરણાવું મ્હારી બેનરે
નાહી ધોઇને વરઘોડે ચઢયા—મસ્તકે થવીઆ છે ખુંપરે
ત્યાંથીને જો વર સંચર્યા—આવી રહ્યા ચઉટા માંહ્યરે
ચઉટે ચમર ધજાવીએ—આવી અદરાજાની જાનરે
ત્યાંથીને જો વર સંચર્યા—આવી રહ્યા ચઉટા માંહ્યરે
ચોટે રૂપૈયે વધાવીએ—આવી અદરાજાની જાનરે
ત્યાંથીને જો વર સંચર્યા—આવી રહ્યા શેરીની માંહ્યરે
શેરીએ શેષ—વધાવીએ—આવી અદરાજાની જાનરે
ત્યાંથી ને જો વર સંચર્યા—આવી રહ્યા તોરણ હેઠેરે
ઉઠો મારા સીતાવેલની માડીઓ—પોંખવા વહેલા થાવરે
ધુંસળ મુસળ રવૈયા—સાંબેલું સંપત સાથરે
ઇરી પીરીનેરે ઓવાચણા—સાસુજી પોખવા આવ્યારે
પેહેલું ને મંગલ વરતીઉં, હજુએ છઉં બાળ કુમારીરે
બીજું ને મંગળ વરતીઉં, હજુએ છ ઉ માડીનું પેટરે
ત્રીજુંને મંગલ વરતીઉં હજુએ છઉં મામી ભાણેજરે
ચોથું મંગલ વરતીઉં આવીરે અમારડે ગોત્રરે

## (૨૪) મંડપમાં રાત્રે ગાવાનું.

જીરે સરસત માતને વીનવું જીરે ગૌતમ લાગું હું પાય-
વિવાહ આવ્યા ઢુંકડા
જીરે પહેલોને થંભ હીરે જડયો, હીરાવાળાના નામ ન જાણું ॥વિ॥
જીરે બીજોને થંભ મોતીએ જડયો, મોતીવાળાના નામ ન જાણું ॥વિ॥
જીરે ત્રીજોને થંભ સોને જડયો-સોનાવાળાના નામ ન જાણું ॥વિ॥
જીરે ચોથોને થંભ રૂપે જડયો, રૂપાવાળાના નામ ન જાણું ॥વિ॥
જીરે કેડને કુંચીઓ રણુઝણે, જીરે વખારીઆના નામ ન જાણું ॥વિ॥
જીરે કોથળીઓને નાણુા રણુઝણે, નાણાવટીના નામ ન જાણું ॥વિ॥
જીરે ખુરશીએ બેઠા પુન કરે, પુનશાળીના નામ ન જાણું ॥વિ॥
જીરે પારણે પોઢયો પોપટો, પોપટડાના નામ ન જાણું ॥વિ॥
જીરે માંડધે હસ્તી પુતળી, પુતળીઓના નામ ન જાણું ॥વિ॥
( એ પછી નામો લઇને કડીઓ કહેવી )

---

## (૨૫) વર ઘોડે ચઢે તે વખતે ગાવાનું.

વરને મેમુની કોરના ધોતીયાં,
વરને અતલસની કંભાયરે
નાના વર રાયરે,
બાળા વર ઘોડે ચડયા.
વર તો બાપાને રાજે ઘોડે ચઢયા,
વરની માંડીને હરખ ન માયરે નાના વર ઘોડે૦

વરને મેસુની કોરનાં ધોતીયાં,
વરને અતલસની કંઆયરે—નાના–
વર તો કાકાને રાજે ઘોડે ચઢ્યા,
વરની કાકીને હરખ ન માયરે—નાના–
વરને મેસુની કોરનાં ધોતીયાં,
વરને અતલસની કંઆયરે—નાના–
વર તો મામાને રાજે ઘોડે ચઢયા,
વરની મામીને હરખ ન માયરે—નાના–
વરને મેસુની કોરનાં ધોતીયાં,
વરને અતલસની કંઆયરે—નાના–
વર તો વીરાને રાજે ઘોડે ચઢયા,
વરની ભાભીને હરખ ન માયરે—નાના–

---

## (૨૬) વરઘોડે ચ્હડતી વખતે ગાવાનું ગીત.

પાવટડે તે પગ દઈ ચ્હડોરે જીયાવર, બેનડ છેડલા સાહી રહયા.
મેલો મેલોરે બેનડ છેડલા અમારા, તમારા કર અમે આપીશું.
સવા લાખ ટકાના જેને છેડલા સાહયા, તેના તે કર કેમ રાખીશું.
પાવટડે તે પગ દઇ ચ્હડોરે જીયાવર, બેનડ છેડલા સાહી રહયા,
મેલો મેલોરે બેનડ છેડલા હમારા, તમારા તે કર અમે આપીશું.
સવા લાખની જેણે લુણ ઉતારી, તેના તે કર કેમ રાખીશું.

---

(૨૭)

કેશરીઓ જાન લાવ્યો જાન લાવ્યોરે,
મ્હોટાનું સાજન આવ્યું સાજન આવ્યુંરે
સાંકડી શેરીમાં નહીં સમાયું નહીં સમાયુંરે,
જાનમાં તો આવ્યા શેઠીઆ, તેને બેસવા આપો તકીઆ ॥કો॥
જાનમાં તો આવ્યા મુત્સી, તેને બેસવા આપો ખુરશી ॥કો॥
જાનમાં તો આવ્યા મ્હોટા, જળ ભરી આપો લોટા ॥કો॥
જીયાવરને ખુંપે હીરા, તેને દેખી શોહે શીરા ॥કો॥
જીયાવરને કોટે કંઠી, વેવણું મારી છેકજ ગંઠી ॥કો॥
વહુએ તો પહેર્યા બાજરમાં, વેવણને આવ્યા ભમરા ॥કો॥
(એ પ્રમાણે વારંફરતી કડીઓ બોલવી)

(૨૮)

વરરાજા ઘોડે ચઢી સંચર્યા
સાથે સાજનનો નહીં પારરે, જગ. લીલડી
વાજાં વાગે ને નોબત ગડગડે,
વાગે ભુંગળ ભેર શ્રીકાર રે. જગ. ૧
ઢોલ વાજે ને ગાજે આંબલું,
ગોરી ગાય છે મંગળ ચાર રે. જગ. ૨
મારો છેલ છબીલો રાજ શોભીયો,
જાણે કામ કુંવર અવતારરે. જગ ૩

ગાલે મૃગમદનું ટપકું કર્યું,
આંજી આંખ ને ગાંજે કોય. બાળા૦
પહેર્યો જામો ને ચીરો સોહામણો,
ખભે પટકો રે જરકસી સોય બાળા૦
પહેર્યું કસબી કોરનું ધોતીયું,
પગે મોતીની રે મોજડી સાર. બાળા૦
હાથે પહેર્યાં છે હેમનાં સાકળાં,
બાંહે સોહે રે બાજુ શ્રીકાર. બાળા૦
શીરપેચ ધર્યો રતને જડ્યો,
ગળે પહેરી છે મોતીની માળ બાળા૦
કાને વાળી છે સાચાં મોતી તણી.
લીલી લટકે છે રે લીલમ લાળ. બાળા૦
વેવણ આવોને આજ ઉતાવળાં,
લેઇ લુછણું રે પુંખો આ વાર. બાળા૦
લાડી ગોખ ચઢીને ઝાંખી કરે,
જોઇ મુખડું નરે હરખે અપાર. બાળા૦
શુભ અવસર મંગળ કામમાં,
ગીત ગાઇએ રે મંગળિક માળ. બાળા૦
ભુડું બાખીને મુખડું લજાવીએ,
લાજે જનની રે કુળ શિર આળ બાળા૦
નારૂ કારૂની પેઠે લવારીયો,
કેમ કરીએ રે ઉત્તમ જાત; બાળા૦

## (૩૦) વરઘોડામાં ગાવાનું ગીત.

લીલી ઘોડી ને લીલો ચાબકો, કેસરીસંગ રાજા.
લીલુડા જડીત્ર પલાણ, બહાદુર ખંડ ચાકરી ચાલ્યા.
પ્હેરી ઓઢી જીઆવર સંચર્યા, કેસરીસંગ રાજા.
મોહી રહ્યા ચારે વીર, બહાદુર ખંડ ચાકરી ચાલ્યા.
પ્હેલાને.......ભાઇ મોહી રહ્યા, કેસરીસંગ રાજા.
બીજલે.......ભાઈ વીર, બહાદુર ખંડ ચાકરી ચાલ્યા.
અગણુને.......ભાઇ મોહી રહ્યા, કેસરીસંગ રાજા.
ચોથલે..........ભાઇ વીર, બહાદુરખંડ ચાકરી ચાલ્યા.
ચારેને મોહીને શું કર્યું, કેસરીસંગ રાજા
રાખ્યા રૂડા વરઘોડાના રંગ, બહાદુરખંડ ચાકરી ચાલ્યા

---

## (૩૧)

સરસત શ્યામને વીનવું, લવેંગી ઘોડી
ગૌતમ લાગવું પાય, રાજાજીએ દીલ્લી છોડી
પ્હેરી ઓઢી જીયાવર સંચર્યા, લવેંગી ઘોડી
મોહી રહયા ચારે ભાઇ, રાજાજીએ દીલ્લી છોડી.
પ્હેલાને.........ભાઇ મોહી રહ્યા, લવેંગી ઘોડી
બીજલે.........ભાઇ રાજાજીએ દીલ્લી છોડી
અગણુાને............ભાઇ મોહી રહયા, લવેંગી ઘોડી

## (૩૪) પોંખતી વખતનું ગીત.

(કન્યા તરફના બૈરાંને ગાવાનું.)

મોજડી વિના શું આવ્યારે, સુંદર વરરાજા.
મોચીડાએ શું ભટકાવ્યારે, સુંદર૦
ઘોડીલો નાનો લાવ્યારે, સુંદર૦
લાડકડી મન ભાવ્યારે, સુંદર૦
નગારાં વિના શું આવ્યારે, સુંદર૦
નવ નવા વેષ ભજાવ્યારે, સુંદર૦
લાડી રતિથી અતિ રૂપાળીરે, સુંદર૦
વરી કામદેવ તુમ ભાળીરે, સુંદર૦

---

## (૩૫) વરને પોંખતી વખતનું.

(વર તરફના બૈરાંને ગાવાનું)

અમે મોજડી વિના નથી આવ્યારે, વેવણ સાચું બોલો.
મોજડીએ મોતી ટંકાવ્યાંરે, વેવણ૦
ઘોડીલો છે પાખરવાળો રે, વેવણ૦
નાનો છે પણ લટકાળો રે, વેવણ૦
અમે નગારાંની ધુંશે આવ્યાંરે, વેવણ૦
સાથે સાજન સારૂં લાવ્યાંરે, વેવણ૦
વાજે શરણાઈ ભુંગળ વાજેરે, વેવણ૦
જેના નાદથી અંબર ગાજેરે, વેવણ૦

## (૩૬) પોંખાતી વખતનું ગીત.

મારા પગ સુજીને થયા થાંભલા,
વેવણુ મુકોને મનના આંબળા;
મારા પગ સુજીને છાલા થયા,
વેવણુ જાગો છો કે ઉંઘી ગયાં.
અમે આવી ઉભાં તુમ આંગણે,
વેવણુ વેહેલા આવોને લાંચ્યાં લાંઘણે;

---

## (૩૭) પોંખતી વખતનું ગીત.

નોહોતાં નાગરવેલનાં પાન,
ત્યારે શીદ તેડાવી જાન; મારા નવલા વેવાઇ.
નોહોતું સોપારીનું સાધન,
ત્યારે શીદ તેડાવ્યું શાજન. મારા નવલા૦
નોતી મળતી જ્યારે ખાંડ,
ત્યારે શીદ લડાવ્યા લાડ. મારા નવલા૦
વહેંચો શ્રીફળ ફોફળ પાન.
આપો વર કન્યાને દાન. મારા નવલા૦
હરખે ઘેલી થઇ છું આજ,
પણુ નહીં મુકું કુળની લાજ મારા નવલા૦
નારી બોલે ભુંડા બોલ,
જાણો તે તરણાંને તોલ. મારા નવલા૦

(૩૯) ચોરીમાં મંગળનું ગીત.

(રામ, લક્ષમણ વન સધાવતા. એ રાગ)

ચોરી રચના કરી રૂડી ચોકમાં,
બેઠાં વરવહુ સુરજ સનમુખ,
મલકાવતાં મુખ, મંગળ ફેરા ફેરવે, એ ટેક.
વધુ વામ દીશાએ વિરાજીયાં,
જમણી બાજુએ જોઇને જમાઇ;
સાસુ હરખાઇ. મંગળ૦ ૧
સદાચરણી વિદ્યાનિધી વરવહુ,
રૂપે રતી રતી પતીના સમાન;
કે રાધિકા કાન, મંગળ૦
પ્રેમે ચક્ષુ પરસ્પર મેળવી,
પછી મનનો કરીને મેળાપ,
થયાં એક આપ, મંગળ૦
ચોરી વચ્ચે વેદીકા ...
અગ્નિ પ્રગટ કરે કુળ ગોર,
રાખી ઘૃત ઓર. મંગળ૦
ડાંગર સહીત રૂપાની ...માં,
જળની ઝારી કંકાવટી જોઇ;
સરવ... સોઇ. મંગળ૦

સુંદર શાળની નવ ઢગલીએ કરી,
મુકે મ્હોર સોપારી સુજાણ;
ગ્રહોને પ્રમાણ મંગળ૦
સુયોહીક નવ ગ્રહનું પૂજન કરે,
વર કન્યા સદા સુખી થાય;
ગોરી ગીત ગાય મંગળ૦ ૪
વરી આપે ખોળામાં ખુશી થઇ,
વર વહુને કુમારીકા વીર;
સુપડું રાખી શીર. મંગળ૦
ચાર વાર વહીને વધાવતાં,
કરે વેદ આ મંત્ર ઉચ્ચાર;
એ છે અધીકાર. મંગળ૦ ૫
પરિગ્રહણ કરી પછી પરણતાં,
સાક્ષી પંચ સગાને સજ્જન;
પ્રસન્ન વદન, મંગળ૦
વરત્યા વીવામાં વડીલ વિચારથી,
કૂળ વંશ પરંપરા રીત,
વાવરીયું છે વીત, મંગળ૦ ૬
વરત્યું પ્હેલું મંગળ વધા વ્હાલથી,
કરે દંપતી કોલ કરાર;
પુરણ બાંધે પ્યાર. મંગળ૦

સોગન ખાઇને કન્યા કહે છે કંથને,
સદા પત્નિનો ધર્મ પાળીશ;
કહેશો તે કરીશ, મંગળ૦ ૭
શુભ ચિંતવીને સહુ કાજમાં,
સ્હાય કરીશ હું સર્વ પ્રકાર;
સુધરવા સંસાર, મંગળ૦
પછી પ્રેમે પ્રતિજ્ઞા પતિ કરે,
પત્નિ પાળીશ પ્રાણ સમાન;
વધારીશ માન, મંગળ૦ ૮
બીજું મંગળ વરતતાં વર વહુ,
કર મેળવીને આપે કોલ;
પાળું બોલે બોલ. મંગળ૦
કોડે વચમાં કર્યા કુળ દેવતા;
બાંધ્યો દુધ પાણી સમ પ્રેમ;
હીરો જડયો હેમ, મંગળ૦ ૯
વળી ત્રીજું મંગળ એમ વરતીયું
રાખી ચંદ્ર સુરજતણી સાખ;
ઉત્તમ અભિલાખ, મંગળ૦
ચોખા ચીતથી ચોથું મંગળ વરતીયું,
જેના સાક્ષી છે શ્રી જગદીશ;
આ ઉમિયાને ઇશ. મંગળ૦ ૧૦

કન્યા છે કુમારી [illegible] બાળી

ધીરજવાળી મળી પરમ [illegible] રે

તેના તેજે [illegible] રે

(૪૧)

સુરત શેહેરની ગુજરી, સાંભી સાંજે ભરાય રે,
જુવો જુવો ટોપી અવનવી જુનાગઢનારે મોતી
ટોપી ઉપર મોતીનો સાથીયો, ઉપર રચીયા છે મોર,
પહેરો પહેરો જીયાવર લાડકા લાવ્યા તમારા બાપા
પહેરી ઓઢી જીયાવર સંચર્યા માંડી જોવાને
માડીના મનરે આનંદ ભર્યા હૈડે હરખ ન માય રે
લાવ્યો વનમાળી લાવ્યો ફુલ જાળી લાડકડાને
સોહીયે માડીના મન મોહીયે
જુવો જુવો ટોપી અવનવી, જુનાગઢનારે મોતી

(૪૨)

સામા સામી હવેલી, મોતન [illegible] જુવે છે બારી
મોતન શેરી રત્ને જડી
મોર કરે રે કલોલ, મોતની શેરી રત્ને જડી
લાડવાઇ પૂછે [illegible] મોતન

તમે આવડા શા ગોરા—મોતન
ગોરી માએ જનમ આપ્યા—મોતન
ગોરા બાપે રમાડયા—મોતન
ગોરા દુધડે નવરાવ્યા—મોતન
ગોરા મોતીડે વધાવ્યા—મોતન
ગોરા ફોઇએ નામ પાડયા—મોતન
ગોરી બેને હાલા ગાયા—મોતન
માણેક થાળીના જનમ્યા—મોતન
ગોરૂં સર્વ કુટુંબ—મોતન
સામા સામી ઝુંપડી મોતન બનડા, ગધેડા ભુંકે છે બાર
કાંકરા શેરી કાંકરે જડી
જીયાવર પૂછે લાડવચીને—કાંકરા
તમે આવડા શા કાળા—કાંકરા
ઉપરની માફક બોલવાનું.

---

## (૩) વધાવો.

એક ઇંટ પડે ઝુલ નીપજે
નીપજે નીપજે રે બેઠક બંગલા મોઝાર;
વધાવો રે મારે આવીયો.
હું તો વહુરે કઈ વહુને વીનવું
વહુવારૂરે તારો નવલો દેખાડ-વધાવોરે

તારા નવલાને હાથે સોના સાંકળા
તારો નવલોરે આખા શહેરનો સરદાર–વધાવોરે
તારી ગોત્રજ સોનાની મંડાવીએ
મહીયારીના કંઇ આહ્યા છે દાણ–વધાવોરે
એક કાંકરો ખરે ને ઝુંપડું નીપજે
નીપજે નીપજે કાંકરા ખાડી મોઝાર,
વધાવોરે એને આવીયો;
તારા બાપલાને હાથે કલઇ સાંકળા
તારો બાપલોરે આખા શહેરનો ઉતાર–વધાવો રે એને
તારી ગોત્રેજ ગોલાની મંડાવીએ
વેવાણોના કંઇ વાઢયા છે નાક–વધાવોરે

---

## (૪૪) પ્રભાતીયું.

તું તો બોલરે વન વગડાની કોયલ
તારો તે શબ્દ સોહામણો
તે તો કેમ કરી રે કોયલ એ વન વાઇસા
કેમ કરી ભમરાને ભોળવ્યાં
મેં તો વન ફળ ચરી ચરી એ વન વાઇસા
ટવકલે ભમરાને ભોળવ્યા

તું તો બોલરે મારા કઇ વહુ ગોરા
તારો ને શબ્દ સોહામણો
તે તો કેમ કરી રે વહુવર એ ઘર વાઇસા
કેમ કરી રાણી જાય રીજવ્યા
મેં તો શણગાર સજી સજી એ ઘર વાઇસા
ઠમકલે રાણી શયા રીજવ્યા
તું તો બોલરે બેન કઇ બેન ગોર
તારોને શબ્દ સોહામણો
તે તો કેમ કરી રે બેની એ ઘર વાઇસા
કેમ કરી દાસી જાયા રીજવ્યા
મેતા ભાંગ ઘુંટી ઘુંટી એ ઘર વાઇસા
ઉંકા મરેને દાસી જાયા રીજવ્યા
એક લીલીસી ઘોડી ને કેસરીઆ વાગા
વીરાજી બ્હેનને આણુ કરો
હું તો આવીશરે વીરા મોટે મંડાણે
ચઢ વર ઘોડે વાંકે અંબોડે બેસીસ માડી જાયા ગોઠડે
મારે નાવણુ રે વીરા તાંબાને કુડી ભાભી તે ઘસે મારા પાવલ
મારે ભોજન રે વીરા સેવ સુવાળી આજાને ઘેવર
મોતી તે ચૂરના લાડવારે
મારે મુખવાસે રે વીરા લવેંગ સોપારી પાનના બીડા
અડમજ ગઢની એલચી

આરે પોઢણુરે વીરા ઢોલ તળાઇ છપર ખાટ,
ગાલે તે ગાલ મસુરીઆ.
એટલો સંપત હોય તો એનને તેડીએ
નહી તો બેસી રહીએ

---

## (૪૫) કંસાર પીરસતી વખતે ચોરીમાં ગાવાનું.

લાડો લાડી જમે છે કંસાર,
સંસાર લ્હાવો લીજીએ રે;
સાસુ પીરસે ઘીની ઉપર ધાર,
સાચો સ્નેહ કીજીએ રે.
સાકર પીરસી સુચવે દંપતિ જોડ,
સાકર સમ મીઠી રહો સદારે;
અવિચળ રહેજો અવનિતળમાં જોડ,
કરશો નહીં કજીયો કદા રે.

---

## (૪૬)

(આવી છે વઢવાણુ ગામની ફોજરે ઝરમરીયા ઝાલા)
કન્યા વળાવો રૂડી રીતરે નવલા વેવાઈ
ચીંતા ન કરશો કાંઇ ચીતરે નવલા વેવાઇ

કન્યારૂપી રૂડું રતનરે નવલા વેવાઈ,
જીવ જોડી કરશું જતનરે નવલા વેવાઈ; ૧

પાણી માગે ત્યાં દેશું દુધરે નવલા વેવાઈ,
સંભાળ કરશું ભાવ શુધરે નવલા વેવાઇ,
લાખેણા લડાવીશું લાડરે નવલા વેવાઈ,
ગણુશું તમારો પુરો પાડરે નવલા વેવાઇ. ૨

પ્રીતે ઉછેરી રૂડી પેરરે નવલા વેવાઈ,
આપી કન્યા અમારે ઘેરરે નવલા વેવાઇ,
કરો ઉજવળ અમારૂં કુળરે નવલા વેવાઈ,
તરૂ શોભાવે જેમ પુલરે નવલા વેવાઈ. ૩

ગોરી છે રૂડી ગુણવાનરે નવલા વેવાઇ,
મળશે અમારે ઘેર માનરે નવલા વેવાઈ,
સર્વ કળામાં છે સુજાણ રે નવલા વેવાઇ,
વીધ વીધ પામશે વખાણ રે નવલા વેવાઇ, ૪

માયાળુ મનની છે વિશેષ રે નવલા વેવાઇ,
હળીમળી ચાલશે હમેશ રે નવલા વેવાઇ,
જાણીશું જેવી જીવજાન રે નવલા વેવાઇ,
સાચવશું જેવી ફુલ પાન રે નવલા વેવાઈ. ૫

હેતથી કરશું હાથે છાંયરે નવલા વેવાઈ,
શંકા ન ધરશો મનમાંય રે નવલા વેવાઈ,

તમને વહાલી છે જેવી તેહરે નવલા વેવાઈ,
અમને પણ એવી વહાલી રે નવલા વેવાઇ. ૬

જેવો હૈયાનો હોય હારરે નવલા વેવાઈ;
આંખો ઉપર જેવો પ્યાર રે નવલા વેવાઇ,
પુરણ ધરશું એવો પ્રેમ રે નવલા વેવાઇ,
કોઈ દીન દુભાવીશું કેમ રે નવલા વેવાઇ. ૭

પરોણાને મળો રૂડીં પેર રે નવલા વેવાઇ,
કન્યા વળાવી વળો ઘેર રે નવલા વેવાઇ;
જો સદૈવ સારાં કામ રે નવલા વેવાઇ, ૮

---

(૪૭)

॥ એક ઝારા ઉપર ઝારીરે ॥

તમે સાંભળો સહુ નરનારીરે,
એ તો લાડકી થઇ અમારીરે.
જમી વર સાથે કંસારરે
એણે કબુલ કર્યો સંસારરે ૧

કરી બાપના કુળથી જુદાઈરે,
હવે અમારે ગોત્રે ગણાઈરે.
હવે કહ્યું અમારૂં કરશેરે,
કહ્યું ફલાણી બાઇનું કાને શીદ ધરશેરે. ૨

એ તો થશું માણસ અમારૂંરે;
અમે કહીશું એને વહુવારૂરે,
થઈ અમારા ઘરની ધરૂણીરે,
એના બાપને ઘેર તે પરૂણીરે. ૩

ઘર કંથનું તે પોતાનું પ્રમાણશેરે,
ઘર ભાઇનું તે ભોજાઈનું જાણશેરે;
આઝી પીયરની મમતા છોડશેરે,
જીવ સાસરીયાની સગાઇ એ જોડશેરે. ૪

જેમ કુંદન મહી હીરાકણીરે
થઇ સજી શોભા પામે ઘણીરે,
સુખ પામે સદા જામનીરે,
એવી આશીશ છે અમારીરે. ૫

---

## (૪૮) પોંખતી વખતનું ગીત.

વર તરફનાં બૈરાંને ગાવાનું.

વેવણ સાંભળજો સુખદાઇરે,
તમે દીકરી સુંદર જાઇરે,
કરી સુંદર વરથી સગાઇરે,
રહો અવિચળ જોડી સદાઇ રે.
વેવણ શિયળ સુ સાડી પહેરો રે

નીતિ હાર ધરો નવશેરો રે;
પહેરી કંચુઓ કજીઓ ન કીજીએ.
કટિમેખળ પેહેરીને રીઝીએ
સજી સત્ય તણો શણગાર રે.
ભુડું ભાખીએ નહીં ઉચ્ચાર રે;

---

## (૪૯) પરણીને ઉઠયા પછીનું ગીત.

બેની શિયળ સલુણી સંસારમાં,
સજો શિયળ તણો શણગાર. સુણો સૌ સુંદરી. ૧
જેથી કૂળને કલંક લાગે ઘણું
એવો કરીએ નહીં આચાર. સુણો૦ ૨
ગળી કુંડની પાસ જતાં થકાં,
કાળો ડાઘ પડે તત્કાળ. સુણો૦ ૩
વ્યભિચારી નઠારીની સોબતે,
અણચિંત્યું ચડે શિર આળ. સુણો૦ ૪
બેહેની વાત એકાંત ન કીજીએ,
ભલે હોય ભ્રાત કે તાત. સુણો૦ ૫
પરનરથી ન નજર મેળાવીએ,
વળી હસી ન દેખાડીએ દાંત. સુણો૦ ૬
ભાલ ઢાંકીને રસ્તે ચાલીએ,

લીલવંતી સુલક્ષણી નાર. સુણો૦ ૭
બેહેની ચટક મટક નહીં ચાલીએ.
નહિ કરીએ આંખલડી વિકાર. સુણો૦ ૮
સુંદર સાડી પેહેરોને શિયળ તણી,
કંઠે નવશેરો નીતિનો હાર. સુણો૦ ૯
શણગાર સજો સૌ સત્યના,
કરો વિનય વડીલનો શ્રીકાર. સુણો૦ ૧૦
પ્રભુ તુલ્ય ગણો નિજ નાથને,
સાસુ સસરાની લ્યો સંભાળ. સુણો૦ ૧૧
વાહાલો લાગે છે કજીઓ નારને,
બેહેની કરીએ નહીં કોઇ કાળ. સુણો૦ ૧૨
બેહેની જગતપતિ જિનરાજની,
કરો ભક્તિ સ્તુતિ ત્રણ કાળ સુણો૦ ૧૪

---

## (૫૦) પુત્રીને વીદાય કરતી વખતનું ગીત.

॥ આવ્યો તો પરદેશી પોપટ દેશી ॥

સૈયર ચાલી નીજ સાસરે, ડાહી થાજે બેટી તું આજ;
વધારજે લાજ, અમારા એ કુળની. ॥ ૧ ॥
ભણવા ગણવાની ટેવ રાખજે, કરજે તમે જીવના જતન
થશે પ્રભુ સુ પરસન, અમારી એ શીખડી; ॥ ૨ ॥

---

## (૫૧) કન્યાને સાસરે વળાવતાં ગાવાનું ગીત.

સૈયર ચાલી નીજ સાસરે;
દઇએ શીખામણ સારજો,
સાંભળ સૈયર મુજ શીખડી,
આણો રૂદય મોઝારજો, સૈયર૦

ક્રોધ માં કરશો કોઇની ઉપરે,
ક્રોધનાં બ્હોળાં છે પાપ જો,
ક્રોધ કરે ઇછકારીએ
પામી દુ:ખ અપાર જો, સૈયર૦

માન ન કરશો કોઇ દીવશે,
માને વીનય તે રાખજો,
માન કરૂ બહુ બલે,
વેલડીયે વીર લાયજો, સૈયર૦

લોભ મ કરશો તુમે કોઇ દીને,
લોભે લક્ષણ જાયજો,
લોભ કરે શંભુ મ કરીએ,
બુડો સમુદ્ર મોઝારજો, સૈયર૦

સાસુ સસરાની આણુ શીર ધરી;
કરજો રૂડા કામજો,
ભણવા ગણવાની ટેવ રાખજો,
આળસ ન કરજો લગારજો, સૈયર૦

---

## (૫૨) પુત્રીને વિદાય કરતી વખતે.

વચન સાંભળ પુત્રી તું મ્હારાં, કાજ સકળ સહુ જેહથી; ત્હારા સહુ ખરા ધારજે ચિતમા જીરે સુંદરી. ૧ લાજ કરજે સદા જેઠ સસરા તણી, પ્રાણુ પ્રીતી જાણજે જેમ ત્રિભુવન ધણી આપણી લાજ વધારજે ચિતમા જી. ૨ સાસુ નણંદ તણાં વચન પ્રતિ પાળજે, પાછો પડુત્તર જી કહી બાળજે; દૃષ્ટિ ભૂમી ભણી જી. ૩ પારકા પુરૂષ શું વાત નવ કરીએ, અધિક સ્વર બોલતાં સર્વથી વરજીએ; પીજીએ ચરણ જળ નાથનું જી. ૪ કોપજે મત કદા ધરમને રોપજે, ઉપજે શીળને મરમને રોપજે; ગોપજે મલીન આચાર જી. ૫ જાણજે સજ્જનને ખેદ ચિત્ત નાણજે તાણજે હઠને તું વાતને છાણજે; આણજે મન દયા સર્વની જી. ૬ પીજીએ હે તવ ગુણ સદા લીજીએ. દીજીએ દાન બહુ નવિ ખીજીએ; કીજીએ ઉચિત સહુ કામને જી. ૭ સકળ વાતે કુશળ જાણીએ છે સહી, નીતિની રીત ગુરૂ મુખરી લહી, પણ કહી રીત વ્યવહારની. જી. ૮ ભુપ અશ્વસેનને આદર કરી, કહે એ દીકરી આપ

ખોળે ધરી, ઉછરી મુજ ઉત્સંગમાં. જી. ૯ જનમથી આજ લગે પાળી ઘણી, દુઃખ તણી વાત એણે કાનેથી નથી સુણી; તે ભણી સાર કરજો ઘણી. જી. ૧૦ ભાસે વેવાણને એ બાળક વહુ સમજતી નથી કાંઇ તુમે તો જાણો સહુ શું બહુરે ભાંખીએ વૃદ્ધને જી. ૧૧ એહ કુમરી તણી લાજ તુમ હાથમાં માન વધારજો સજ્જન સાથમાં, આથમાં એહ અમારે છે સહી જી. ૧૨ ઇમ કહી પુત્રિને અધિક આડંબરે, ગાજતે વાજતે વળાવે સાસરે; સહુ કરે લોક ઉવારણાં જી. ૧૩ ગોરીઓ ગાવતી અધિક ઉમંગથી સાજન ભુપશું રંગથી; ઉછરંગથી પ્રભુ ઘેર આવીયા. જી. ૧૪

---

## (૫૩) સાસરે વિદાય થતી વખતે ગાવાનું ગીત.

(અચકો મચકો કારેલી—એ રાહ.)

સવિતા બ્હેન ચાલ્યાં સાસરીયે, માબાપ શીખામણ આપે બેન
લાજ વધારજો લાખેણી

નીચા કુળની નીરલજ નારી, ભરથારનું વેણ ઉથાપે બેન-લાજ.
સાસુજી કહે તે સાંભળજો, કોઇથી વઢવાડ ન કરશો બેન-લાજ.
સાંખી રહેજો બોલ્યું સૌનું, અભિમાન ન અંતર ધારશો બેન-લાજ.
ઘરમા બેઠા ધંધો કરીએ, પરઘેર ઘણું નવ જઇયે બેન-લાજ.
તમે ભણ્યા ગણ્યા બહુ છો ડાહ્યા, તમને ઝાઝું શું કહ્યે બેન-લાજ.

મેલાં ઘેલાં તો નવ રહીએ, ચડકો મટકો નવ કરીએ બેન–લાજ.
કોઇ વાત કરે પીઠે લોકો, એવું કદીએ ન આચરીયે બેન–લાજ.
જે સપૂત છે સારી પુત્રી, માબાપની લાજ વધારે બેન–લાજ.
મણી લોહ તણું સોનું કરશે, સોબતીને એમ સુધારો બેન–લાજ.
જે સંપ સગાથી તોડે છે, કોઇ વખતે હાથ ઘસે છે બેન–લાજ.
જે સૌનું સારૂં ઇચ્છે છે, તેના દીલમાં દેવ વસે છે બેન–લાજ.

---

## (૫૪) સાસરે વીદાય કરતી વખતનું.

પુત્રી પધાર તું સાસરે, સિદ્ધ કર શુભ કામ;
રથમાં બીરાજ તું બાપુડી, લઇ પ્રભુ કેરૂં નામ–પુત્રી ૧

સાસુ સસરા પાદ લાગજે, કે'જે મારા પ્રણામ;
નણુદીની ખબરો તું પુછજે, કરજે કે' તે તે કામ–પુત્રી ૨

શાણી તું શાન્ત છું દીકરી, છું વિવેકની પૂર;
ધર્મ જાણી મારો હું કહું, રે'જે દુર્ગુણથી દૂર–પુત્રી ૩

ઉંચે સ્વરે નવ બોલીયે, જેશું જેટલું કામ;
તેટલી વાત તો કીજિયે, સ્મરિયે પ્રભુ કેરૂં નામ–પુત્રી ૪

પરનિંદા સ્વસ્તુતિ કરવી નહિ, પે'લો કરીને વિચાર;
બોલવું હોય તે બોલીયે, કોપર કરિયે ન ખાર–પુત્રી ૫

પતિને પ્રભુ રૂપ જાણવો, કરવી તેની સેવાય;
કોપે એવું કરવું નહિ, તો તો ધન્ય કે'વાય–પુત્રી ૬

કષ્ટ પડે માથે આપણે, ધીરે કરવો ઉપાય;
ગભરાવું નહિ તેના થકી, પછી આવાનું થાય-પુત્રી ૭
અઘટિત પ્રેમ ન બાંધવો, પાયો નીતિનો એજ;
દીન પર દયા ઘણી રાખવી, સાચો ધર્મ છે તેજ-પુત્રી ૮
ઘરછિદ્ર કોને કેવા નહિ, એથી થાય નિજ તોલ;
હસીને ન દાંત દેખાડવા, વદિયે વીણીને બોલ-પુત્રી ૯
વણ કામે પરઘેર ના જવું, દિવસે સૂવું ન ઠીક;
કુળ તણી લાજ વધારવી, ઉલટું ચાલ્યે છે ધીક-પુત્રી ૧૦
ચાડી ખાવી નહિ કો તણી, નિજ પતિ કેરી પાસ;
ચાકરના દોષ સુધારવા, વિના ઉપજાવે ત્રાસ-પુત્રી ૧૧
તુજને ગમે નહિ દીકરી, જાણ કરજે તે વાર;
તુરત તેડું હું મોકલી, તેડાવીશ આ ઠાર-પુત્રી ૧૨

---

## (૫૫) વિદાય કરતી વખતનું.

સાસરે તું સુખેથી સિધાવ, સાણી સાહેલડી;
પણ દુઃખ મને એ થાય, તુટે મારી બેલડી. ૧
પૂરો ભાવ છે તો પરમેશ, બંનેને મેળાવશે;
પતિની જઇને તું પાસ, વે'લી વે'લી આવશે. ૨
ગમતું છે નહિ મુજને જરાય, ઉપાય શો કીજિયે;
જલ મીન વિછૂટાં થાય, એવું દિલ લીજિયે ૩

જઇ પોહોંચું કે વા'લી તું પત્ર, પાઠવજે પ્રેમથી;
લખ્યાં કરજે બધાં વૃત્તાન્ત, અચુક એક નેમથી ૪
તુંને ગભરાતી જો જાણીશ, દોડી હું આવીશ ત્યાં;
વળી ઘટીત હશે તો સાથ, બીજાને લાવીશ ત્યાં ૫
પંથી રામની લઇને સલાહ, રસ્તા તું કા'ઢજે;
અકળાયા વિના મારી પ્રાણ, પતિ દોષ ગાડજે. ૬

---

## (૫૬) વીદાય થતી વખતે છોકરીને ગાવાનું.

લઇ શીખ તમારી ઓ માત, સાહેલડી જાઉં છું;
વિખુટી પડું તે મન માંહ, મસ અકળાઉં છું. ૧
ડગલું આગળ દેઉં કે ખેંચે, સબળ સ્નેહ સાંકળી:
અન્યો અન્યના છે જે ભાવ, તેણે મને સાંકળી. ૨
સ્નેહ સાંકળ રબ્બર ગુણ, હૃદય શું જડાય છે;
હોય તેનામાં જેવો સ્નેહ, તેવી તે લંબાય છે. ૩
હું જાઉં છું જુદે દેશ, તે તો નથી લાગતું;
મારાં ચક્ષુ કરે કલ્પાંત, તેને નથી છાજતું. ૪
જડયો મધ્ય હૃદયમાં સ્નેહ, સાંકળને પેચતે;
કરે કોમળ હૃદય પીડિત, લંબાવી ખેંચતે. ૫
એ તો મુજથી સહન નવ થાય, હૃદય અકળાય છે;
પૂરા અંતર દુઃખથી પીડાય, મારો જીવ જાય છે. ૬

જાણું ઘરમાં પાછી પેસી જાઉં, જાઉં નહિ સાસરે;
પણ એથી સિદ્ધિ નહિ કાંય, મને મન આશરે. ૭
માડી, સજની, સહોદર સર્વ, તમે પાછાં જાઓની;
દેખી તમને દાઝે મારૂં દિલ, વિદાય તો થાઓની. ૮

---

## (૫૭) પોપટો.

ઉંચો ચોરોરે ચોતારો—ત્યાં ચઢી પોપટો વાસીઓ
જગવ્યા ચારેજ ભાઇ કે—કનાડી વનનો પોપટો ૧
પેલાને—ભાઇરે જાગીઆ તે વહુ—વહુવા કંથ કે કનાડી—૨
બીજેને—ભાઇરે જાગીઆ તે વહુ—વહુના કંથ કે કનાડી—૩
ત્રીજેને—ભાઇરે જાગીઆ તે વહુ—વહુના કંથ કે કનાડી—૪
ચોથેને—ભાઇરે જાગીઆ તે વહુ—વહુના કંથ કે કનાડી—૫
ચારેને જાગીને શું કર્યાં રાખ્યા રૂડા માંડવડાના રંગ કે કનાડી—૬

---

## (૫૮) વીદાય કરત્તી વખતનું.

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરો પરિધાન,
સાસુ સસરા માત પિતાની સેવા સાચવોરે.
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે.
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;

પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ,
હસવું રમવું જમવું એકાંતે નહિ બેસવું રે,
પતિ વિણ પતિના પણ સન્મિત્રોની સંગાથ.
નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત; એવા૦
વિધ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહિ, સુધરી સદ્ આચારથીરે,
નિર્લજ નટ વિટની સોબત તજવી સુજાત, એવા૦
કુષ્ટી કદરૂપ કુબડો, નિરધન નિરબળ કાય;
માતહિન પતિત પતિ મળે એ સતીને સુરરાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આધું ઓઢીએરે.
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય એવા૦
ઉંચે સ્વરે ન ઉચરવું. મૂકીને મરજાદ;
કુલિન બ્હેન કરવો નહિ, વડીલથી વિવાદ.
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે.
શિવસુત કેશવની શિખામણુ અંતર યાદ—એવા૦



સુરત ખપાટિયા ચકલા લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું. અને સુરત ખપાટિયા ચકલા તાસવાળાની પોળમાંથી ગુલાબચંદ લાલચંદ પરવાએ પ્રકટ કર્યું.